वंदेमातरम.

# રાષ્ટ્રીય ગીત સંગ્રહ

( પ્રભાત ફેરી સાથે )



પ્રભાત ફેરી ફરનારાઓ, દીનુ શીખામણુ ઉર ધરજો
ડગલે ડગલે શબ્દે શબ્દે, સ્તુતિ પ્રભુની સૌ કરજો
રાગ દ્વેષનાં ગીત ન ગાજો, ગાજો મધુરાં રાષ્ટ્રીય ગીત
મન મોહનનો બોધ એજ છે, સત્ય ગીત પર રાખો પ્રીત

પ્રયોજક તથા પ્રકાશક.
[illegible]નલાલ વિઠ્ઠલદાસ વર્મા.

કિંમત સવા આનો.



( હરીગીત )

વીરનર આ દેશ દીપક, હિંદનો શીરતાજ છે
ઠરની નજર સૌ હિંદીની, અણમુલ તેના કાજ છે
લક્ષ્મણ સરીખો ભ્રાત તેનો, પટેલ વલ્લભભાઈ છે —
ભારતની સેવા મહીં, બન્ને તણી સરસાઈ છે
ઈશ આ બે બંધુઓને, અચળ સુખડાં આપજે
આ રામ લક્ષ્મણ જોડીના, કષ્ટો સદોદીત કાપજે

શ્રી રામેશ્વર પ્રિ૦ કાંદાવાડી મુંબઈ નં. ૪.

ૐ वंदे मातरम्.

# રાષ્ટ્રીય ગીત સંગ્રહ

( પ્રભાત ફેરી સંગ્રહ )

" રાષ્ટ્રીય રણુ ગર્જનાનો સુર એક સ્વતંત્રતા "
" હિંદુ મુસલીમ પારસીનો સુર એક સ્વતંત્રતા "
" રાષ્ટ્રીય ગીત સંગ્રહમાં છે સુર એક સ્વતંત્રતા "
" આઝાદ હિંદ આજે રટે સ્વતંત્રતા સ્વતંત્રતા "


યોજક તથા પ્રકાશક.

મોહનલાલ વિઠ્ઠલદાસ વર્મા.

કાલબાદેવી રોડ મુંબઇ નં. ૨.

આવૃત્તિ ૨ જી ] [ સને ૧૯૩૦

કિંમત સવા આનો.

# રાષ્ટ્રીય ગીત સંગ્રહ.

## वंदे मातरम.

(૧)

સુજલાં. સુફલા મલયજશીતલામ્ । શસ્યશામલાં માતરમ્ । વંદે ।
શુભ્ર જ્યોત્સ્નાં પુલકિતયામિનીમ ફુલ્લકુસુમિત દ્રુમદલશોભિનીમ્ ।
સુહાસિનીં સુમધુરભાષિનીન્ સુખદાં વરદા માતરમ્ ॥ વંદે ॥

અય માતૃભુમિ તેરે ચરણોંમે શીર નમાઉં ।
મૈં ભક્તિ ભેટ અપની તેરી શરણમેં લાવું ॥
માથે પે તુ હો ચંદન, છાતી પે તું હો માલા ।
જિવ્હા પે ગીત તું હો મેં તેરા નામ ગાઉં ॥ ૧ ॥
જિસસે સુપુત ઉપજે ગાંધી તિલક જૈસે ।
ઉસ તેરી ધુલિકો મે નિજ શીસ પૈ ચઢાઉં ॥ ૨ ॥
માની સમુદ્ર જીસકી ધુલિકા પાન કરકે ।
કરતા હૈ માન તેરા, ઉસ પૈરકો નમાઉં ॥ ૩ ॥
વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ ।
ગોરે રહે ન કાલે, તુજકોહી એક પાઉં ॥ ૪ ॥
સેવામેં તેરી સારે ભેદોં કો ભુલ જાવું ।
વહ પુન્ય નામ તેરા પ્રતિદિન સુનુ સુનાઉં ॥ ૫ ॥
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં ।
મન ઔર દેહ તુજ પર બલિદાન મૈં ચઢાઉં ॥ ૬ ॥

# " નહિ નમશે નિશાન ભુમિ ભારતનું "

( ૨ )

નહિ નમશે નહિ નમશે, નિશાન ! ભુમિ ભારતનું
ભારતની એ ધર્મ ધ્વજાનું (૨)
સાચવશું સન્માન !–ભુમિ ભારતનું નહિ નમશે૰
ઐક્ય તણો એ અમરપટો છે (૨)
મુક્તિનું વરદાન !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
ભારત માતાના મંદિર પર એ, (૨)
શાંતિનું એંધાણ !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
ચક્ર સુદર્શન અંકિત એ તો, (૨)
હિંદી જનના પ્રાણ !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
સફેદ લીલું લાલ ત્રિરંગી (૨)
વિરોધનું સંધાણ !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
સફેદમાં સહુ ધર્મે ધાર્યું (૨)
ઈશ્વરનું ફરમાન !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
લીલામાં ઇસ્લામી ધર્મે (૨)
રાખ્યું પાક કુરાન !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
લાલ સનાતન આર્ય પ્રજાનું.
મંગળ મુર્તિમાન !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
અચળ અમારે આંગણુ એ તો (૨)
સ્વરાજ્યનું મંડાણ !–ભુમિ ભારતનું. નહિ નમશે૰
સાચા હિન્દી શુરાઓનું (૨)
એ છે વિજય સુકાન !–ભુમિ ભારતનું. નહિ નમશે૰

---

## વીરહાક વાગે છે.

### ( ૩ )

વાગે છે રે વાગે છે મારા બાપુની વીર હાક વાગે છે:
ડોલે છે રે ડોલે છે જુલ્મીના રાજપાટ ડોલે છે.
જાલીમના જુલ્મો ને હાકેમની બેડીઓ,
એકેક તડાકે તુટે છે--મારા બાપુની વીર હાક વાગે છે.
અંધારા અફલ્યા ને ઓથાર ઓસર્યાં,
રણનાં રણઘીગડા વાગે છે--મારા બાપુની વીર હાક વાગે છે.
પટલાઈનાં પોથાં ને નોકરીનાં થોથાં,
લોકો ફટાફટ ફેંકે છે--મારા બાપુની વીર હાક વાગે છે.
સરકારી શાળાનાં ભણતર મુકીને,
જગે જુવાનીઆ ઝુકે છે--મારા બાપુની વીર હાક વાગે છે.
કૈતરાજ ફીટે ને રામરાજ વ્યાપે,
સતના ડંકા ગાજે છે--મારા બાપુની વીર હાક વાગે છે.
કાયરતા કાઢીને વીરતા વ્હોરી
શુરા સંગ્રામમાં ઝુમે છે--મારા બાપુની વીર હાક વાગે છે.

---

## ચરખા ચલા ચલાકે લેંગે સ્વરાજ લેંગે.

### ( ૪ )

ચરખા ચલા ચલા કે, લેંગે સ્વરાજ લેંગે
મલમલ જો હૈ વિદેશી, આને કો અબ મિલેગી.
ખાદી નહિ ત્યજેંગે--લેંગે૦
બહોત્તર કરોડ રૂપિયા, પરદેશ જા રહા હૈ:
ઉસકુ બચા બચાકે--લેંગે૦

ચરખેકી ધણુધણાટ, રણભેરિ યા બજેંગે,
અંગ્રેજ કો સુનાકે--લેંગે૦

યા હક્ક હૈ હમારા, તન જાનસેભી પ્યારા,
મરને નહી ડરેંગે--લેંગે૦

હમ સબ પરેડ ફોજી, કપ્તાન હમારા ગાંધી,
આજ્ઞા ઉસીકી લેંગે--લેંગે૦

તેહત્તીસ કરોડ ફોજી, રણ સાથ એ ચલેંગે,
ગાંધી હુકમ કરેંગે--લેંગે૦

ચરખા હી તોપ બનેંગે. તકલી બને હૈ બરછી,
ગોલેસે સુનકે હમ—લેંગે૦

---

## કવાલી

### (૫)

સુનો ચરખેકે અંદરસે। સદા સોરાજ્ય આતી હૈ ॥
ઉસીકી મોહની મૂરત। મેરે દિલકો લુભાતી હૈ ॥
ઉડા દેગા યહી ચરખા। હવાઇ બંબ ગોલોંકો ॥
ઉન્હી ગોરેહિ દુશ્મનકો। યહી તકલી મિટાતી હૈ ॥
ઇસી તકલીકિ ધુનધુનસે। મશીનગન સબ ખતમ હોંગે ॥
ઇમી ચરખેકી દહશત સબ। મેંચેસ્ટર કો ડુબાતી હૈ ॥

---

# વીરો હિંદમાતાના છો બાળ તમે ?

( ૧ )

વીરો હિંદ માતાના છો બાળ તમે (૨)
કરો [illegible] વિચાર હીંદ દેશનો તમે (૨)

સાખી

હિંદમાં દુશ્મન પ્રબળ થઇ જુલ્મ જે સમયે થતો,
જે સમે શિવરાજની શમશેરથી અરિ ધ્રુજતો.
શાને ભુલ્યા એ હિંદનો પ્રતાપ તમે (૨) વીરો૦

સાખી

શીર નમ્યું નહિ શત્રુને કરી ટેક વીર પ્રતાપની,
દેશ કાજે કોઇની પરવા કરી નહી પ્રાણની.
વીરો યાદ કરો એ પ્રતાપ તમે (૨) વીરો૦

સાખી

શત્રુ સાથે બાથ ભીડી વીર દુર્ગાદાસની,
વિશ્વમાં વ્યાપી રહી કીર્તિ ગુરૂ ગોવિંદની.
કરો કંઇ કંઇ વિચાર યુવાનો તમે (૨) વીરો૦

સાખી

કર્મમાં અધિકાર રાખી ફળ અપેક્ષા મા કરો,
પ્રાપ્ત થાશે નિશ્ચયે યશ યત્ન સત્વર આદરો,
ઉઠો ઉઠો ઓ ભારત વીર તમે (૨) વીરો૦

---

# મોહન મીઠું પકાવે.

(૭)

દાંડી તણા કિનારે મોહન મીઠું પકાવે,
મોહન મીઠું પકાવે સૈનિક સઉ પકાવે. દાંડી૦

એકસોને ચાર યોદ્ધા બાપુની સંગ ચાલે,
સત્યાગ્રહી પકાવે સરકાર તે ઝુંટાવે, દાંડી૦

અહિંસા તણા સૈનિકો શસ્ત્રો વિના ઝઝુંમે,
સરકારી જુલ્મો સામે ગાંધીજી શીર ઉઠાવે, દાંડી૦

સ્વતંત્રતાને કાજે અપુર્વ યુધ્ધ જમાવે,
જોશે જગત ન જોયું આ રાજ્યને ઉખાડે. દાંડી૦

અહિંસા તણા એ વીરો સમરસ સરસ પકાવે,
દુનિયામાં સહુથી મોટો સઉ કોઈને નમાવે. દાંડી૦

ભારત તણા સંતાનો સઉ જેલને સ્વીકારે,
જાલીમ જે દમ બતાવે ભરતીનાં પુર આવે. દાંડી૦

એ જુલ્મી કર જો જશે બીજા પછી તોડશે,
સ્વાતંત્ર્ય વીણ ઉદાસી બીજું કશું ન ભાવે. દાંડી૦

જાલીમ તણા શીતમને બહવીર એ નમાવે,
પડકારથી ધ્રુજાવે સલ્તનતને એ ડોલાવે. દાંડી૦

આપોને ભોગ વીરો માતાને કાજ આજે,
સ્વાતંત્ર્ય યુધ્ધ માટે વીર હાક આજે ગાજે.

---

(૮)

હિંદી જનકે બોલ આતા મંત્ર વંદે માતરમ્ ।
શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વંદે માતરમ્ ॥
વીર સારે બ્દા લઢાયા પુર્ણ સ્વાતંત્રા વરા ।
દેહ સજ્વાયાસ આતાં શુદ્ધ ખાદી વાપરા ॥
માલ સોડા તો વિદેશી દૈન્ય આલે ભારતા ।
દારૂ સોડા સર્વનાશી વ્યર્થ કા હો પ્રાશિતાં ॥
વીર ગેલે બહુ તુરંગી સ્વસ્થ કૈસે બૈસલાં ।
દુષ્ટ કાનુ સર્વ મોડા મંત્ર ગાંધીની દીલા ॥
મિળવુનીયા સ્વાતંત્રાલા માતૃભુમિ ઉધ્ધરા ।
નાશુની સૈતાની સત્તા તાપ જગનાચા હરા ॥

---

(૯)

## ઇન્કીલાબ ઝીંદાબાદ.

ભારત ભરમાં ગાજે નાદ–ઈન્કીલાબ ઝીન્દાબાદ
નવજુવાનો હોંશીઆર–ઈન્કીલાબ ઝીન્દાબાદ
ગામડીઆ પોકારે નાદ–ઈન્કીલાબ ઝીન્દાબાદ
સૈનિકોના વિજય નાદ–ઈન્કીલાબ ઝીન્દાબાદ
એક અવાજે ગાજે નાદ–ઈન્કીલાબ ઝીન્દાબાદ
શહીદોના મરણ નાદ–ઈન્કીલાબ ઝીન્દાબાદ

---

## બાપુનો સંઘ.

(૧૦)

મારા બાપુનો સંઘ, મારા બાપુનો સંઘ,
ચાલ્યો સ્વરાજ ઘેર આણવા
અમે માંડ્યો છે જંગ, અમે માંડ્યો છે જંગ,
શાંતિના રણુરંગ માણવા ? મારા૦
ઓલ દરિયાની રાણી, ઓલ દરિયાની રાણી,
સ્વરાજ ક્યાં સંતાડિયું ?
સાંભળ સાંભળ હિંદવાણી, સાંભળ હિંદવાણી,
દરિયામાં રાજ તારૂં રાખિયું. મારા૦
ડોળ્યાં દરિયાનાં નીર, ડોળ્યાં દરીયાનાં નીર,
ડોળી ડોળી અમે થાકિયાં
બાપુ ચાખે લગીર, બાપુ ચાખે લગીર,
સ્વરાજના સ્વાદ ચાખિયા મારા૦
ચાલો ચાલો ત્રીસ કરોડ, ચાલો ચાલો ત્રીસ કરોડ,
મીઠા સ્વરાજ રસ ચાખવા:
ચાલો હિંદુ મુસલમાન, ચાલો હિંદુ મુસલમાન,
મીઠું તમારૂં બનાવવા. મારા૦

---

## હિંદનો ઉદ્ધાર કરો.

(૧૧)

હિંદ કંગાળ બન્યું એનો ખ્યાલ કરો, (૨)
પૈસા જાય વિદેશમાં એ બંધ કરો. (૨)
હિંદ કંગાળ બન્યું.

હિંમત ધરો મર્દ બનો શુરા થઇ રણે ચડો,
દેશ ખાતર જાન જાયે પગ પાછો ન ધરો,
મારે મર્દ બનીને તમે બહાર પડો હિંદ
વિલાયતની વસ્ત્રોને લઇ આદી રૂડી દીપાવજો,
મફત મળે વિદેશી તોએ ના તમે એ પહેરજો,
કાપડ વિદેશી લેવું તમે બંધ કરો હિંદ
ધર્મ ભ્રષ્ટ વિદેશી બીડીએ લાખો કરોડો જાય છે,
અક્કલ-વિનાનાં આદર્મીથી ના હજુ છોડાય છે,
એવા શોખ ફ્જુલો તમે બંધ કરો, (૨) હિ
રોટી વિના બંધુ કરોડો દેશમાં આજે મરે,
વિનાં મોતે કઇંક મરતા કહેતા આંસુડા ઝરે,
એવા દીન બંધુની જરા વહાર કરો, (૨) હિં

---

( ઢા: પ્રભાત સુમરીલે એ રાહ )

(૧૨)

જાગ જાગ હિંદી બંધુ, નિદ્રા દે તું ત્યાગી
માતા ભારતી પોકારે, જો જરા કંઇ જાગી જાગ
યજ્ઞ માંડયો ગાંધીએ, સ્વરાજ્યનો અહીં ભારી
ઝુકી જા આ ધર્મ પંથે, ફરજ એ છે તારી જાગ
ભારતની મુક્તિ કાજ, હોમી દે તું કાયા
બીરૂતાને પર હરી દે, હિંદના ઓ જાયા જાગ
અહિંસા કેરો મંત્ર સત્ય, લે હૃદયમાં જાણી
સત્ય મેવ જય તે થશે, મન મોહનની વાણી જાગ

( રામ લક્ષ્મણ વનમાં સીધાવતા એ રાહ. )

(૧૩)

જાગો બંધુ અને જાગો બેનડી
જાગો ભારત માતના બાળ
સ્વરાજ ઉષા ભારત માંહે ઉગે
મન માંડ્યો સ્વરાજનો ગાંધીએ
ભારત માતાની મુક્તિને કાજ સ્વરાજ
જાગ્યા હિંદુ મુસલમાન પારસી
આપ્યો વેપારીએ રૂડો સાથ સ્વરાજ
જાગી હિંદની મહીલાઓ હોંશથી
જેલ મહેલમાં કીધો વસવાટ સ્વરાજ
નજર સેના ઝુકી પણ ભાવથી
ઈશ્વર દેરો આમાં સમજો સાથ સ્વરાજ

---

( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે એ રાહ. )

( ૧૪ )

હિંદીવાનો વસ્ત્ર વિદેશી સઘળા ત્યાગજોરે
કરવા માતૃભુમિ આ હિંદતણો ઉદ્ધાર
ખાદી લીંદી જન સૌ ઘરઘર હોંશે વાપરો રે
ભારતની આબાદી ખાદી માંહે જાણજોરે
ખાદી સ્વરાજ્ય કેરૂં અણમુલ શુ હથીયાર ખાદી
અઢળક લક્ષ્મી હિંદની, વિદેશમાં ખેંચાય
સ્વદેશી જન ભુખે મરે, જોયું નયન ન જાય
સાઠ કરોડ રૂપિઆ બચશે આપણુ દેશના રે
લાખો જનને રોજી મળશે ખાદી માંય ખાદી

ઘર ઘર ચરખો ફેરવો, હિંદી સૌ નરનાર
ચરખો સઘળા જાણજો, હે દીનનો પાલનહાર
મહાત્મા ગાંધી કેરો મંત્ર કદી નહિ ભુલજો રે
ખાદી હોંશે કરજો અંગે સૌ પરાધીન ખાદી

## જીવ્યા તો શું મર્યા તો શું ?
(૧૪)

કર્યું ના દેશનું કલ્યાણ, જીવ્યા તો શું. મર્યા તો શું ?
ધર્યું ના ધર્મનું અભિમાન, જીવ્યા તો શું મર્યા તો શું ?
હર્યું ના દુઃખ દુખિયાનું, જીવ્યા તો શું મર્યા તો શું ?
મર્યું ના મન કુપંથી, જીવ્યા તો શું મર્યા તો શું ?
ભર્યું ના ભાનુ ભગવંતનું, જીવ્યા તો શું મર્યા તો શું ?
ઠર્યું ના. પાપથી દીલડું, જીવ્યા તો શું મર્યા તો શું ?
મરે છે કંઈક અવનીમાં, રાજા કે રંક ભિખારી
મરે જે, દેશને માટે, જીવનની એજ બલીહારી.

( રઘુપતિ રાઘવ રાજારામ એ રાહ. )
(૧૫)

હે દીનબંધુ દીનાનાથ, હે ભગવાન હે ભગવાન
ભારતનું કરજો કલ્યાણ, હે ભગવાન હે ભગવાન
સ્વરાજ માટે અમને ધ્યાન, હે ભગવાન હે ભગવાન
અહિંસાનો પકડ્યો છે સત્ય, હે ભગવાન હે ભગવાન
જાગ્યા સૌ ભારત સંતાન, હે ભગવાન હે ભગવાન
તન મન ધન કરવા કુરબાન, હે ભગવાન હે ભગવાન
સ્વરાજ્ય સ્થાપો હિંદુસ્થાન, હે ભગવાન હે ભગવાન
શાંતિ અર્પો હિંદુસ્થાન, હે ભગવાન હે ભગવાન

સ્વતંત્રતાકે બીગુલ રણમેં લખકર બઢે જોશ ક્ષણક્ષણમેં
કાંપે શત્રુ દેખકર મનમેં મિટ જાવે ભય સંકટ સારા-ઝંડા૦

આવો પ્યારે વીરોં આવો દેશ ધર્મપર બલી બલી જાવો
એક સાથ સબ મીલકર ગાવો પ્યારા ભારત દેશ હમારા-ઝંડા૦

ઇસ ઝંડેકે નીચે નીરભય લે સ્વરાજ હમ અવિચળ નિશ્ચય
બોલો ભારત માતાકી જય સ્વતંત્રતા હય ધ્યેય હમારા-ઝંડા

ઇસકી શાન ન જાને પાવે ચાહે જાન ભલે હો જાવે
વિશ્વ વિજય કરકે દીખલાવે તબ હોવે પણ પુર્ણ હમારા-ઝંડા

---

## ( અમારો દેશ હિંદુસ્થાન. )

( ૧૮ )

સકળ આ વિશ્વમાં વિખ્યાત, અમારો દેશ હિંદુસ્થાન
અમે સૌ ભારતી સંતાન, અમારો દેશ હિંદુસ્થાન

હીમાલય શેત્રુંજો, ગીરનાર, આબુ સમ પહાડ અહીંઆ છે
ગંગા યમુના તણા અહી પાન, અમારો દેશ હિંદુસ્થાન

પ્રતાપે ધર્મને કાજે, આપ્યું નીજ પ્રાણનું બળીદાન
કર્યું સ્વતંત્રતાનું પાન, અમારો દેશ હિંદુસ્થાન

સીતા કુંતા અને તારા, અમર ઇતિહાસને પાને
અમે સૌ તેહના સંતાન, અમારો દેશ હિંદુસ્થાન

મરીશું દેશને માટે, જીવીશું દેશને માટે
ગાશું સ્વતંત્રતાના ગાન, અમારો દેશ હિંદુસ્થાન

---

## ડંકો વાગ્યો ધર્મ યુદ્ધનો, જાગો ભારતના સંતાન

(૧૯)

નવ ભારત આજે જાગ્યું છે, દેશ સેવામાં છે ગુલતાન
અહિંસા કેરી લડત ચલાવે, ઘર ઘર આજે હિંદુસ્થાન
સત્યાગ્રહના સૈનિક થઇને, કરે દેશનું સૌ કલ્યાણ
ડંકો વાગ્યો ધર્મ યુધ્ધનો, જાગો ભારતના સંતાન

ક્ષત્રિ જાગ્યા વૈશ્યો જાગ્યા, જાગ્યા રંક અને ધનવાન
વૈદ વકીલને ડોકટર જાગ્યા, મહાત્માજીને આપી માન
ભારતની મહીલાઓ જાગી, પીકેટીંગમાં આપે ધ્યાન
ડંકો વાગ્યો ધર્મ યુધ્ધનો, જાગો ભારતના સંતાન

ગાંધી, નેહરૂ, પટેલ, કાલેકર, શેઠ મેઘાણી ને મહાદેવ
સરોજની અબ્બાસ તૈયબજી, કમળાબાઈ પણ બેઠી જેલ
શહીદ થઇને વિઠ્ઠલદાસે, આપ્યું પ્રાણ તણું બળીદાન
ડંકો વાગ્યો ધર્મ યુધ્ધનો, જાગો ભારતના સંતાન

વીર નરીમાને હદ વાળી, ચોકસીના શા કરૂ વખાણ
યુસુફ, સાદીક, આંબેદઅલી, હિંદમાતાના છે સંતાન
મુનશી જમનાદાસ મહેતા, જેલ મહેલના થયા મહેમાન
ડંકો વાગ્યો ધર્મ યુધ્ધનો, જાગો ભારતના સંતાન

કાળ જંશે કહાણી રહી જશે, લેજો દેશ સેવાની લ્હાણ
દેશ દ્રોહી થઈ કોઇ ન કરજો, ભારત માતાને નુકસાન
વારંવાર ના અવસર મળશે, તન મન ધન કરજો કુરબાન
મોહન કહે છે ભાવ ધરીને, જાગો ભારતના સંતાન

---

## કદી નથી હારવું

(૨૦)

કદી નથી હારવું, હવે નથી હારવું—
ભલે જાન માલ જાય— કદી

કેદ આવે, ફાંસી આવે,
તોપ ને તલવાર આવે.
બોમ્બ ને બંદુક આવે, તોયે નથી હારવું.

કરીને સ્વરાજ લેશું,
મરશું તો મુક્તિને વરશું
ગુલામી ના વેઠશું—કદી૦

જુઠ્ઠા સામે સાચ ખેલે,
દાનવ સામે દેવ ખેલે
એવો આ સંગ્રામ ખેલો— કદી૦

ઈશ્વરની આશીષ વરસે,
ભલે ના હથિયાર પામે,
નિશ્ચે હવે જીત થાશે—કદી૦

---

## ( સહાય પ્રભુ થા. )

(૨૧)

કુંજ વિહારી કનૈયા, સહાય પ્રભુ થા
માતૃભુમિ હિંદને, સ્વતંત્ર વારી પા
રોગ સૌ નિવારી પ્રભુ, હિંદ વ્હારે ધા
સ્વતંત્રતાનું પાન અમી, ભારતને પા,

---

## ખાદી તો આપણી.

અરે ઓ હિંદના વાસી, હવે અંગે ધરો ખાદી (૨)
વસી છે ખાનદાનીથી, રહી આબાદી છે એમાં,
ફરી મેળવવા આઝાદી, હવે અંગે ધરો ખાદી
વિદેશે જાય છે લક્ષ્મી, ખરે કંઇ આમ ખેંચાઇ.
પડ્યો એ પુરવા ખાડો, હવે અંગે ધરો ખાદી,
કરીને નષ્ટ હુન્નરને, વધાર્યા દેશ ભિખારી,
બચાવી એમને લેવા, હવે અંગે ધરો ખાદી.
'પરાયું તે પરાયું છે,' નથી તે આપણું થાતું,
મુકી દ્યો મોહ એનો કંઈ, હવે અંગે ધરો ખાદી.
કદાપિ લાગશે કોને, ખરે એ ખાદી ખરબચડી.
છતાં એ "આપણી" જાણી, હવે અંગે ધરો ખાદી.

## વીરબાલા !

હું છું બાલા વીર,
પ્રભુવર ! હું બાલા વીર !
લાખો સંકટ સામે આવે,
અનેક રીતે મને સતાવે.
તોય ન થાઉં અધીર
પ્રભુવર ! હું છું બાલા વીર !
તોપ, તીર, શમશેર ભલે હો.
મૃત્યુ હોય સામે ઉભું છો !
તોય ડરું ન લગીર
પ્રભુવર ! હું છું બાળા વીર !
ભારત મૈયા દુઃખ સહે છે,
પરાધીનતા બેડી રહી છે.
હૃદય રહે નવ સ્થિર
પ્રભુવર ! હું છું બાલા વીર !
પરાધીનતા જંજીર તુટે,
સ્વાતંત્રતાનો શંખ ફુંકે એ
એવી કરું તદબીર,
પ્રભુવર ! હું છું બાલા વીર

## જય જય ગાંધીજી.

સત્યાગ્રહના સિધ્ધાંત વાદી

જય જય ગાંધીજી

અહિંસા કેરા પરમ ઉપાસક

જય જય ગાંધીજી

અલૌકિક આત્મબળ મૂર્તિ

જય જય ગાંધીજી

હિન્દ ભુમિના તારણ હાર

જય જય ગાંધીજી

ભારત ભૂમિના દૈવિ દીપક

જય જય ગાંધીજી

મન મોહન કહે જુગ જુગ જીવો

જય જય ગાંધીજી

